॥ ॐ ॥

॥ श्री हरी परमात्मने नमः ॥

# ટેકીલો અમર,

યાને

# સંસાર દર્પણ.

## નાટકનો ટુંક સાર તથા ગાયનો

## સ્વદેશ હિતવર્ધક ક્લબ—બુહારી.


પ્રયોજક તથા લેખક:—કાળીદાસ ગીરધરલાલ શાહ.

હારમોનિયમ માસ્તર.

મુ૦ નામા ફોફળીઆ. હાલ નિવાસી—વાલોડ—બુહારી.



આવૃત્તી ૧ લી] [પ્રત ૩૫૦





સંવત ૧૯૭૮] [સને ૧૯૨૧.

કાર્તિક સુદી ૧. તા. ૩૧-૧૦-૨૧.

કીંમત ૦-૩-૦ (ત્રણ આના.)

સુરત ચઉટાના પુલ ઉપર આવેલા "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
કાળીદાસ ગીરધરલાલ શાહ.
મુ૦ નાના ફોફળીઆ, પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું વાલોડ-બુહારી.

# ટેકીલો અમર નાટકનાં મુખ્ય પાત્રો.

## પુરૂષ પાત્રો.

જયસિંહ......શ્રીનગરનો રાજા.
સુકીર્તી........પ્રધાન, ન્યાયમુર્તી.
અમરસિંહ.. ...રાજા જયસિંહનો પાટવીપુત્ર, સુરબાળનો પતિ.
કુટીલસિંહ........સેનાપતી; રાણીનો આશક.
સત્યસીંહ........રાજ્યનો વફાદાર, કોટવાળ સત્યનો સાથી.
બહાદુરસીંહ...ગરીબ રાજપુત. સુરબાળાનો પીતા, પ્રથમ સેનાપતી.
મેરૂ...........અમરનો ખાનગી નોકર
વનરાજ........ભીલ સરદાર, મદનીકાનો પીતા.

એ સિવાય સુત્રધાર, સીપાઇઓ, દરજી વગેરે.

## સ્ત્રી પાત્રો.

સૌંદર્યવતી......રાજા જયસીંહની નવી રાણી.
સુરબાળા........અમરસિંહની સતી-સાધ્વી સ્ત્રી.
વીરમતી........સત્યસિંહની સ્ત્રી, વીરાંગના.
વસુમતી........સેનાપતીની સાધ્વી સ્ત્રી.
મદનીકા.........સુરબાળાની સખી, મેરૂની સ્ત્રી.
છબીલી........વણીક કન્યા, મેરૂની રખાયત.
દાસી, ચંપા.........
સત્યબોધીકા......

એ સિવાય દાસીઓ, નાચનારીઓ, સખીઓ વિગેરે.

સ્થળ—શ્રીનગર, જંગલ, ખંડેર, દરબાર વિગેરે,

# લેખકના બે બોલ.



નાટક અને સંસારનો ચીતાર આબેહુબ બતાવવો, એનાથી કેટલાક મનુષ્યો સવળો રસ્તો મુકી અવળે રસ્તે દોરાય છે તે ન થતાં જેવી રીતે ગુણી મનુષ્યો ગુણના ગ્રાહી થઇ—અજ્ઞાનના અંધકારપટને દુર કરી શકે છે, શેરડીને ચુસી કુચો ફેંકી દે છે તેવીજ રીતે તેનો સાર સુજ્ઞ મહાશયો લેશે, તો આ ખેલની મહેનત સફળ થયેલી ગણાશે.

મારો પ્રયાસ નવીન પ્રથમજ છે તો એમાં કોઇ જાતની ભુલચુક હશે તો તેને સુધારી લેશો તો લેખક આપનો આભારી થશે. એજ. અસ્તુ

લી૦ દેશબંધુ કાળીદાસ ગીરધરલાલ શાહ.

મુ૦ વાલોડ, ઝુહારી.



# ટેકીલો અમર યાને સંસાર દર્પણ

## નાટકનો ટુંક સાર



### અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો**—સ્થળ-રસ્તો—સુત્રધાર વસ્તુ સુચન-બાળાઓ ગાયન.

**પ્રવેશ ૨ જો**—સ્થળ-જંગલ—બહાદુરસિંહની ઝુંપડી, પોતાનું વૃત્તાંત પ્રદર્શિત કરવું, સુરબાળાનું આવવું, પ્રભુના ગુણનું સ્તવન બહાદુરસિંહનો ઇશ્વર પ્રત્યે દૃઢ વિશ્વાસ.

**પ્રવેશ ૩ જો**—સ્થળ-રસ્તો—સૌંદર્યવતીનું ગાયન ગાતા પ્રવેશવું, મદનના જોરથી પીડાતી રાણીનું દાસી પ્રત્યે પોતાને માટે કોઇ યાર મેળવા કહેવું, બાદ પ્રયાણુ.

**પ્રવેશ ૪ થો**—સ્થળ-બગીચો—સુરબાળાનું સખીઓ સાથે આવવું, સુરબાળાએ સ્વપ્નાની હકીકત કહેવી, કુમારનું શિકાર વેશે આવવું, પ્રેમ દર્શન, બહાદુરસિંહથી મેળાપ, રજા માંગી કુમાર સાથે શ્રીનગર તરફ પ્રયાણુ.

**પ્રવેશ ૫ મો**—સ્થળ-મેરૂનું ઘર—મદનીકાના લગ્ન થએલાં, હજી મદનીકા પોતાને ઘેરથી મેરૂ પાસે આવી નથી, તેથી મેરૂનો પશ્ચાતાપ, રાત્રિ કોની સાથે ગાળવી એ સંબંધી હવાઇ વિચારો, વાંઢાનો જન્મ વૃથા છે, કાંઇક વિચાર આવવાથી મારવાડી વણીક ભામાશાની બાળ વિધવા પુત્રી છબીલીના રૂપ ગુણના વખાણુ કરવા, બાદ તેને મળવા તેના મકાન તરફ જવું.

પ્રવેશ ૬ ઠો—સ્થળ-મહેલ—રાણીનું દાસીઓ સાથે આવવું, દાસીને ચીઠી આપી સેનાપતિને બોલાવવા મોકલવી, બીજી દાસીએ વચ્ચે પડી ના કહેવી.

પ્રવેશ ૭ મો—સ્થળ-રસ્તો—અમરને સમાચાર આપવા દાસીનું જવું,

પ્રવેશ ૮ મો—સ્થળ-સેનાપતિના મકાનનો બગીચો—સેનાપાત પોતે નોકરીનું વૃત્તાંત જાહેર કરે છે, ગર્વમાં ફુલાય છે, વસુમતીએ સમજાવવો, સેનાપતીનું આડે આવવા ના કહેવી, દાસીનું આવવું, વીંટી આપી ચાલ્યા જવું,

પ્રવેશ ૯ મો—સ્થળ-રસ્તો—સત્યસિંહનું ગાયન ગાતા આવવું, મનુષ્ય જીવનના વિચાર.

પ્રવેશ ૧૦ મો—સ્થળ-મહેલ—અમરને સમાચાર જણાવવા દાસી સત્ય સુબોધીકાનું આવવું.

પ્રવેશ ૧૧ મો—સેનાપતીની રાણી સાથે વાતચીત, અમરનું આવી ચઢવું, અટકાવ. રાણીનું ક્રોધે ભરાવું, સત્યસિંહનું આવી ચઢવું. ટેબ્લો. ડ્રોપ.—અંક પહેલો સમાપ્ત.

---

## અંક બીજો.

પ્રવેશ ૧ લો—સ્થળ-શયન ભુવન—અમરનું સ્વપ્નામાં જાગ્રત થવું, ગાયન, ચીઠી લખવી, બારના ટકોરા સાંભળી સુઇ જવું. સૌંદર્યવતીનું છુપા વેશમાં આવવું, ચીઠી લેવી, ખુન કરવા જવું, સત્યસિંહથી બચાવ, ધીટકાર આપી ગાયન ગાતા જવું.

પ્રવેશ ૨ જો—સ્થળ-રસ્તો—છબીલીનું ગાયન ગાતા આવવું, મેરનો મેળાપ, વાતચીત, પ્રેમ બંધન.

પ્રવેશ ૩ જો—સ્થળ-મહેલ બગીચો—રાણીએ સેનાપતી સાથે અમર અને સત્યસિંહને ફસાવવા યુકતી રચવી, સેનાપતીને પાછલી બારીથી રવાના કરવો.

પ્રવેશ ૪ થો—સ્થળ-રસ્તો—સત્યસિંહનું આવવું, પોલીસને પુછવું અહીંથી કોણ ગયું છે, પોલીસે કહેવું કે મને ખબર નથી, દાસીને બોલાવવી, ન માનવાથી મરણને શરણ કરવા ધસવું, સેનાપતીનું આવવું, ઝપાઝપી.

પ્રવેશ ૫ મો—સ્થળ-મહેલ—સેનાપતીના ખાનગી વિચાર, દુષ્ટ વિચારો, વસુમતી પાપ ન કરવા ઉપદેશ કરે છે, સેનાપતીએ તેને ધિકકારી કાઢવી, દાસીનું આવવું, સુરબાળાને પકડી લાવવા ચીઠી આપી ચાલ્યા જવું.

પ્રવેશ ૬ ઠો—સ્થળ-મેરૂનુ ઘર—છબીલીનું ફેશનમાં ઉતરવું, મેરૂને નવા ડ્રેસો લાવવા કહેવું, મેરૂની પતરાજી.

પ્રવેશ ૭ મો—સ્થળ-અરણ્ય—સખીઓનું આવવું, ગરબો, સુરબાળા પતિ વિયોગમાં ઝુરે છે, સેનાપતિનું આવવું, સુરબાળાનું હરણ, સુતેલી ઉપાડી ચાલ્યા જવું.

પ્રવેશ ૮ મો—સ્થળ-મહેલ—અમર શોકાતુર ચહેરે, વિયોગી દીલ, મુંઝાવું. ગાયન, બહાદુરસિંહનું આવવું, સુરબાળાના સમાચાર આપવા, સત્યસિંહને ચીઠીને માટે પુછવા બોલાવવા, અમરનું ક્રોધે ભરાવું, પ્રતિજ્ઞા.

પ્રવેશ ૯ મો—સ્થળ-રસ્તો—સત્યસિંહે વિચાર કરતાં રસ્તા ઉપર આવવું, વીરમતીનું ગભરાતા આવવું, સુરબાળાના સમાચાર આપવા, શોધમાં જવા કહેવું.

પ્રવેશ ૧૦ મો—સ્થળ-દરબાર—રાજ કચેરી, રાણીની ખટપટ ચીઠી બતાવી રાજાને ભંભેરવો, અમરને દેશ નિકાલની સજા,

સત્યસિંહનું વચ્ચે પડવું, નોકરી છોડી અમર સાથે ચાલ્યા જવું, અન્યાયી રાજાનું પાણી પીવું હરામ છે તે સીદ્ધાંત બતાવવો.

અંક બીજો સમાપ્ત.

---

## અંક ત્રીજો.

પ્રવેશ ૧ લો—અરણ્ય—જંગલ—સત્યસીંહ, અમર વિરમતીએ સુરબાળાની શોધ માટે તૈયારી કરવી સત્યસીંહનું શોધ માટે જવું

પ્રવેશ ૨ જો—સ્થળ-મેરૂનુ ઘર—છબીલીનું સ્વતંત્ર ચલણ. મેરૂને ગામડીઓ ગણવો મેરૂનું આવી ચઢવું. સ્વતંત્ર ન ચાલવા શિખામણ.

પ્રવેશ ૩ જો—સ્થળ-ખંડીએર-સુરબાળાનું ગાયન સેનાપતીનુ આવવું સતીને સંતાપવી. અડગ ટેક બળાત્કાર કરવો ફટકા મારવા સત્યસીંહનું આવી ચઢવું. ઝપાઝપી. સત્યસીંહનું ઘાયલ થવું-કેદ.

પ્રવેશ ૪ થો—સ્થળ-મેરૂનું ઘર—મદનીકાનું આવવું, છબીલીને જોઈ આશ્ચર્ય, સ્વદેશી પોસાક પહેરવા કહેવું, ફેસનને ધીટકાર.

પ્રવેશ ૫ મો—સ્થળ-અરણ્ય—વીરમતીનું ગાયન, અમરસિંહનું આશ્વાસન, તપાસમાં જવું

પ્રવેશ ૬ ઠો—સ્થળ-સેનાપતીનો મહેલ—રાણીનો સેનાપતી સાથે સત્યસિંહને મરણને શરણ કરવાના વિચાર, વસુમતીનું આવવું, સ્વામીને દુષ્ટ મતી માટે બોધ, રાણીનું ક્રોધે ભરાવું, સેનાપતીએ તેને માણસો સાથે જંગલમાં મારી નાંખવા મોકલવી.

પ્રવેશ ૭ મો—સ્થળ-અરણ્ય—મેરૂનું અને વીરમતીનું ઉદાસ થવું, અમરસિંહનું સત્યસિંહને છોડવવા બહાદુરસિંહ પાસે જવું, વસુમતીને સીપાઇઓએ મારવાની તૈયારી કરવી, સતીની પ્રભુ પ્રાર્થના,

વિરમતીનું આવી ચઢવું, તમંચાથી એક સીપાઈનું ખુન, બીજો ઘાયલ, સતીને છોડાવવી, વસુમતીએ આપેલા સમાચાર, વિરમતીની આકુળતા, બાદ પ્રયાણ.

પ્રવેશ ૮ મો—સ્થળ-મેરૂનું ઘર—મદનીકાન્તાની સ્તુતી, છબીલીની સાદાઈ.

પ્રવેશ ૯ મો—સ્થળ—જંગલ—વિરમતી પતીના વિયોગથી મુંઝાતી ત્યાં સેનાપતીનું આવવું, સતીને સંતાપવી, જુલમ ગુજારવો, બળાત્કાર કરવાની તૈયારી, વસુમતીથી વીરમતીનો બચાવ, સેનાપતીનું ઝંખવાણા પડી ચાલ્યા જવું.

પ્રવેશ ૧૦ મો-સ્થળ-મહેલ—સેનાપતીનો રાણી સાથે રાજાનો કાંટો દુર કરવા સંકેત, ત્યાં છુપા વેશમાં વીરમતીનું આવવું, સર્વ બીનાઓ સાંભળીને ચાલ્યા જવું, પતીનો છુટકારો કરવાની તૈયારી.

પ્રવેશ ૧૧ મો—સ્થળ-જંગલ—વનરાજ બહાદુરસિંહ સાથે મેરૂનું આવી ચઢવું, વીરમતી વસુમતી સાથે ખંડેરમાંથી છોડાવી જવું.

પ્રવેશ ૧૨ મો-સ્થળ-દરબાર—સૌંદર્યવતીનું સેનાપતી સાથના સંકેત પ્રમાણે દારૂમાં ઝેર નાખવું, આમન થયા બાદ દારૂનું લાવવું, રાણીનું પીવું; ઝેર ચઢતા બેસુદ્ધ થઈ પડી જવું સભાનું આ શું ગોટાળો છે તે વિશે ખીજવાવું, સેનાપતીએ રાજાને ઉદ્ધતનો જવાબ આપવો, રાજાની કેદ કરવા સીપાઈઓને આજ્ઞા, ત્યાં સેનાપતીએ અટકાવ કરવો, તેની સાથેજ સત્યસીંહ વિગેરે સર્વેનું આવી ચઢવું, સેનાપતીને કેદ કરવો, રાજાની પસ્તાવણી, આખરે જે થવાનું તે થાય છે એ માટે અમરનો બોધ, સેનાપતીને વસુમતીના ફીટકાર, અમરને રાજ્યાભિષેક—પ્રેક્ષકોનો આનંદ. પ્રેક્ષકોનો આનંદ.

# ટેકીલો અમર યાને સંસાર દર્પણ.

## નાટકનાં ગાયનો.



### મંગળાચરણ.

સુત્રધાર—બાળાઓ—

શ્રી હરી ૐ જય સ્વામી,
સુમતી આપો હે દીન સ્વામી–શ્રી.
અજર અમર પદ સુખ દેનારૂં,
તુજ નામ સ્મરણુ લાગે પ્યારૂં,
પળ પળ ઘડીએ નહિ વિસારૂ,
હરનીસ હૃદય માંહી ધારૂ–શ્રી હરી.

સાખી } મતી ગતિ આપો વિભુ,
એ ભજવવા નાટય સાર.

શુદ્ધ વિચારો હૃદયના,
પ્રગટ કરવા આવાર–શ્રી હરી.

બાળાઓ— ૨

નિજ દેશ તણી સેવા કરી જે સ્વદેશને ઉદ્ધારે
આત્મ ભોગે પણ પાછા ન પડતા દયા હૃદયમાં ધારે—નીજ.
એવા વિરલા થાય સૃષ્ટિમાં મહાત્માઓ રહ્યા કષ્ટમાં,
પાંડવાએ વનવાસ સહીને કૌરવ જે સંહારે—નીજ.
સીતા સતી હરી રાવણે નવે ગ્રહો જે બાંધ્યા બારણે
રામચંદ્રે તેને રોળી નિજ ભકતોને તારે—નીજ.

સુરબાળા— ૩

એ...કીધી જેણે ભક્ત તણી વ્હાર,
દીનદયાળુ મારો શામળોજી—કીધી.
હિરણ્યકસ્યપુ પીતા ભક્ત પ્રલ્હાદનેરે
સ્થંભે ભીડાવી જ્યારે બાથ
નરસીંહ રૂપ ધરી દુષ્ટને નખથી ચીરી
ભક્તનો ઝાલ્યો હાથ—દીન.
સલ્યાની હલ્યા કીધી વીભીષણને લંકા દીધી
સાગરે બાંધી પાજ
દસ સીસ રાજા રાવણનાં છેદી
સીતા સતિને કાજ—દીન દયાળુ.
એવા અનેક ભક્તો તાર્યા દુ:ખમાંથી તેને ઉગાર્યા
માર્યા પાપીને રાખી લાજ
માટે ઓ પિતા મારા પ્રભુને સંભારો
કરશે આપણું કાજ—દીન દયાળુ.

સુરબાળા— ૪

એક જંગલ માંહી ફરવા હું ગઇ ત્યાં કુમાર દીઠા મારી નજરે,
સરમાઇ ગઇ નીચું જોઇ રહી સનમાન નહિ મેં આપ્યું અરે.
ઉભા કુમાર મારા સામુ ભાળી મુને પ્રેમ દૃષ્ટિએ નિહાળી,
પુછ્યું કોણ તણી તમ છો બાળી ઉત્તર આપો લાગી પાળી
એમ સાન કરી મુને સંભાળી લાગી અંતરમાં ઘા કારી.
નહિ મારાથી કાંઇ બોલાયું જરી મે સાન કરી કહ્યું મનથી વરી.
બીજુ વધુ બોલતા જાઉ ડરી ગયા નાથ મારૂ એ દીલડું હરી.
જોઉં આંખ ઉગાડી પાછી વળી નહિ નાથ દીઠા મેં નજરે ફરી.

સખીઓ— ૫

એ...એ...એ...અંતર આશીસ ફળસે
આપનો સુખી સુર્ય ઝળ હળસે—એ...એ...એ...
ધાર્યું વિભુજી પાર પાડશે
દુઃખીજનોને દયાનીધી તારસે
સંકટ આપનો વિદારસે...એ...એ...અંતર.

સખીઓ— ૬

એ...એ...એ...એ...
પરણી કીધો સફળ તમે જન્મારો
એ...મનહરણી સુદીર સમય આ સારો
એ...એ......પરણી.
રૂપ ગુણુ યોવન–મદે ભરેલી
સંસારના સુખની થઇ હેલી
આનંદ રેલી...એ...પરણી.
મણીમય મુકતા હાઉ આભુષણુ ઓપે
દેવ તણો અવતાર સુંદીર મન લોભે
અવસર ઉત્તમ સારો
નીજ દેશને ઉદ્ધારો...એ...એ...પરણી.

સુરબાળા, સખીઓ, અમર—૭

સ્વામી સુખે સત્વરે સીધાવસો
એક દીન અમ આગણે સોહાવસો
પિતાની આજ્ઞા લઇ વહેલા પધારસો
દાસી તમારીને દુઃખથી બચાવસો...એક દિન.

સાખી } પતિનો વિયોગ તે અમથી નહિ સહેવાય,
સમય સાંધી આવી મળો તો સુખ શાન્તિ થાય.

સખી અમારીનું દર્દ જલદી નિવારશો
વચન અમારૂ હૈયા માંહી ધારસો—એક.
આવીશ પ્રિયા હું સત્વરે
આપને સંતોષવા
ધીરજ ધરીને રહો
પ્રિયા હૃદય મારૂ અરપવા
વચન તમારૂં નહિ વિસારીયે
એક દિન તમે પધારશો...એ...એ...એ...

રાણી— ૮

પાસ પ્રસારૂં પ્રેમના હું સૌ કોને તાબે કરૂં
માયા મોહમાં લલચાવીને મ્હારૂં ધાર્યું હું કરૂં
નામ તેવા ગુણ છે મહારામાં સૌંદર્યવતી મુજ નામ છે
હાવભાવથી જીતું સૌને એજ મ્હારૂં કામ છે—પાસ પ્રસારૂં.

રાણી— ૯

યૌવન બાગ ખીલ્યો છે મ્હારો મધુકર ભોગી ના મળે
હાય હવે શું કરૂં સખી હું હૃદય મારૂં ટળવળે—યૌવન.
નવ યૌવના નારી વોઢા પતિ મ્હારો વૃદ્ધ છે
જલદી લાવ તું શોધી યારને મદન તણી હવે હદ છે
યૌવન બાગ ખીલ્યો છે.........

# અંક બીજો.

અમર— ૧૦

કામદેવ તું અતિ પ્રબળ છે સત્તા તારી જમાવે છે
જે જનમાં તું વાસ કરે છે તેને તું અથડાવે છે—કામદેવ.
રાય રંકને રંક રાય પણ તારા બકત બનાવે છે
તેને સુખ તું કેવું આપે નર્કદ્વાર મોકલાવે છે—કામદેવ.
જુવો દાખલો એક દ્દષ્ટિએ દેવોને પણ નહિ છોડયા
મહાસુર જેવા સમર્થ રૂષિએ મચ્છગંધાથી પ્રિતી જોડયા
મહાદેવ પણ મોટા દેવ છે તેને પણ ભમાવ્યા છે
ભીલ જેવી નીચ જાતમાં મોહીત તેને કરાવ્યા—કામદેવ.

અમર— ૧૧

પ્યારી મારી મુર્તી તારી ઉર વિષે આવી અરે
ક્યાં છુપાવું હૃદય રમણી વિસરે ના તું ખરે—પ્યારી.
વિયોગ તારો લાગે ભારી
વાગી હૃદય પ્રેમ કટારી
રામા રસીલી સુંદીર નારી
મુજ ચીત આવી હરે—પ્યારી મારી...

સાખી—નિર્મળ પ્રેમ આ જગતમાં દીસે છે પ્રીયા ત્હારો,
ખેંચે છે મુજ ચીત જોરથી મુઝાય છે જીવ માહરો
કાર્ય ન કાંઇ મુજ સરે—પ્યારી મારી...

સત્યસિંહ— ૧૨

દીન દયાળ દાઝ જાણી બુદ્ધિને સુધારો
બુદ્ધિને સુધારો પ્રભુ દેશને ઉદ્ધારો—દીન દયાળ.

સતયુગ દ્વાપર, તેત્રાં, જતાં કળીનો આવ્યો વારો
એનાથી તો હદ થઇ છે પાપી કળીને સંહારો—દીન.
જાલીમ જમાનો કળી કાળનો
વ્યાપી રહ્યો છે સૃષ્ટિમાં
દુષ્ટજનો સુખે ફરે સતીઆ રહે છે કષ્ટમાં
ભારતનો ઉદ્ધાર કરવા નવા જન્મને ધારો—દીન દયાળ.

છબીલી— ૧૩

જોબનીયું ઘેલું બનાવે ઓ બાઇ મુને જોબનીયું ઘેલું બનાવે
હરનીશ મુને સતાવે—ઓ બાઇ મુને જોબનીયું.
ઘરનો ધંધો ઘડી ના સુજે
વ્યાકુલ ચીતડું શું કહું સુજે
પીડા આ કોને વધુ જે—ઓ બાઇ મુને.
અંતર પીડા બીજા શું જાણે
દુખીજનો દુઃખીને પીછાણે
દાઝ કો અંતર આણે... ઓ બાઇ મુને૦

છબીલી-મેરૂ— ૧૪

છોડો છોડો છબીલા સતાવો શું કામ
પ્યારી ડરશો નહિ દીલમાં હેડે રાખીશ હામ—છોડો છોડો,
ભામાસાની પુત્રી છબીલી મારૂં નામ
તમને નીભાવવા એ છે મારૂં કામ—છોડો છોડો.
વચન તમારૂ આપો મુજને
લે છબીલી આપું તુજને

રાખીશ રૂડી રીતથી આપીશ સુંદીર કામ
છોડો છોડો છબીલા સતાવો શું કાય.

છબીલી-મેરૂ— ૧૫

શાણા શું સમજાવો
સાડી લાવો, પોલકા સીવડાવો
બંગડી સોનાની ઘડાવો—શાણા શું.
પ્યારી આવો, ન રીસાવો,
સાડી લાવું, પોલકા સીવડાવું,
બંગડી મોતીથી જડાવું,
કેમ શોભસે કે નહિ
હા હા હા આવો આવો લ્યોને લહાવો
શાણા શું સમજાવો.

સત્યસિંહ— ૧૬

મારૂં સંહાર પાપી અધર્મીને
મુળ ઉખેડી તોડી ફોડી સ્થાન એનું
કરૂ ખુવાર લાગે નહિ વાર
સતીઓને સંતાપવાથી
જુલ્મી દુ:ખીઆ થવાથી
સહન ન થાએ ધીરજ જાએ
દુષ્ટ અધર્મીને આપું સજાએ
મારી કરૂં સંહાર પાપી અધર્મીને.

સત્યસિંહ— ૧૭

આવ્યો જમાનો કલીકાળનો પાપીઓ પીડાય છે
ધર્મી બીચારા ખાય ધક્કા દુષ્ટ સુખી થાય છે
કરતા સત્ય કર્મો થકી હું પોતે પીડાઉં છું
તજી નોકરી નગર છોડીને હું હવે અથડાવું છું—આવ્યો.
ભલે કદી પરવા નહિ આ પ્રાણ જાયે મ્હારો
તોપણ તજીશ નહિ ધર્મ મારો
છું અમરતા હશે—આવ્યો જમાનો કળી કાલનો.
પરોપકારી કાર્યો કરી હું કૃતાર્થ થાઉં છું
આ નાશવંત જગત તજીને
સ્વર્ગને હું ચાહું છું—આવ્યો જમાનો.

સાખી—એજ મુજ નિશ્ચય છે તે કદીએ નહિ ફરે,
આ સત્યસીંહનો પ્રાણ જાતા અયોગ્ય કાર્યો નહિ કરે,
આખરે સત્યજ તરે—આવ્યો જમાનો.

છબીલી— ૧૮

મારા ભાગ્ય તણો નહિ પાર
હું છું રંગીલી નખરાળી નાર
મારો રંગીલો છબીલો યાર
વચન મારૂં મિથ્યા ન જાએ
કહેતા ન લાગે વાર
પાણી માગતા દુધજ આપે
મારો છે તાબેદાર—મારા ભાગ્ય.

પલમાં હસાવું પલમાં રમાડું પલમાં બનાવું લાચાર
લટક મટકથી વશ કરી
મારૂં હું જુતિઓનો માર—મારા ભાગ્ય.

છબીલી-મેરૂ— ૧૯

લાવશે લાવશે લાવશે મારા મનગમતા ફેસો લાવશે
સાડી લાવશે, પોલકા સીવડાવશે
મનગમતી મોજે કરાવશેરે મારા મનગમતા ફેસો લાવશે
આવશે આવશે આવશેરે પ્યારી મુંબઇથી પારસલ આવશે
હલવો આવશે, ધારી આવશે
તાજી જલેબી મંગાવશેરે મારા મનગમતી મોજે કરાવશે
આવશે આવશે આવશેરે પ્યારી—

સુરબાળા— ૨૦

મીલાવો મોહન મુજ ભરથાર
બતાવો મારા સૌભાગ્યના સણુગાર—મીલાવો.
પ્રીતમ પ્રીતમ હું રટુ હરનીશ આરાધુ નાથ
છોડી મુજને કયાં ગયા આ દેહના સંગાથ—મીલાવો.
જીંદગી આ પુરી થશે મળે નહિ સુખ લગાર
જળ વિણુ જેમ મચ્છની દશા
તેજ સમય આધાર—મીલાવો.
કરજો કૃપા મમ ઉપરે આવી મળો આવાર
ધિરજ ગઇ ખુટી હવે કયાં છે મમ દીલદાર
મીલાવો મોહન મુજ ભરથાર—મીલાવો.

સુરબાળા— ૨૧

છેલ્લા મુજ પ્રણામ એ પ્યારા મારા આવાર
પાપી પીડે છે મુજને ડરે નહિ લગાર
હાય હવે હું શું કરૂં મારે મુજને બહુ માર—છેલ્લા.
સહાય થાવો દયાનીધી મેળવો મુજ ભરથાર
દુષ્ટના હસ્તથી બચુ કરજો એની હાર—છેલ્લા.
આવો સ્વામી મ્હારા કરજો મારી બ્હાર
રક્ષક તમ વિના કો નથી બચુ નહિ લગાર—છેલ્લા.

વિરમતી— ૨૨

સંકટ નીવારો આવી ઉગારો હે વિભુ ગીરધારીરે
કળીકાળમાં આવા મનુષ્યો જુલ્મી કૃત્ય કરનારારે
સત્યજનોને પીડા ભારી દુષ્ટ સુખે ફરનારારે—સંકટ.
બાહ્ય ધરો આવી દીનબંધુ અરજી લો સ્વીકારીરે
હવે વિભુજી હદ થઇ છે બચાવો પાપીને મારીરે—સંકટ.
દીનદયાળ જગત કહે છે દયાનીધી કીરતારરે
મારો કે ઉગારો સ્વામી ટાળ ભાવદધી પારરે—સંકટ.

વિરમતી— ૨૩

તારો ઉગારો નૌકા હમારી
આશા એક વિભુ તારી—તારો.
મહા સાગરમાં ડુબવા લાગી
આવો કૃષ્ણજી નિંદ્રાને ત્યાગી

ભક્ત તમારાની ભીડ ભાગી
બંસી સુણીને ગોપિકા જાગી
આવ્યા તમારા સરણે સુખકામી
અર્જ લેજો ઉરમાં ઉતારી—તારો.
કામ પડયું છે વિભુ તમારૂં
આવ્યું છે છેવટનું બારૂં
મરણુ ઉગારો શરણુ તારૂ
દીન દયાળ લેજો ઉગારી—તારો.

છબીલી-મદનીકા-શેઠ— ૨૪

હવે તો સાદાઇમાં ફરશું
રજા લઇશું ફેશનબાઇને સાદાઇમાં ફરશું—હવે તો.
વિદેસી માલને મુકશું બાળી નામ નહિ લઇશું
ભારતનો ઉદ્ધાર કરવા સ્વદેશી વસ્ત્ર ધરશું—હવે તો.
જીણા વસ્ત્રથી એબ જણાયે માટે તેને તજશું—હવે તો.
જાડાથી શરીર સચવાયે
હરનીસ ધારણ કરશું—હવે તો.
દેશનો માલ વિદેસ જાયે તે નહિ જાવા દઇશું
વિદેશનો માલ લેવો નહિ તેની પ્રતિજ્ઞા કરશું—હવે તો.
સુતર કાંતશુ ખાદી વણશું રેંટીઓ ફેરવશું
ભારતનો ઉદ્ધાર કરવા એક સંપી થઇશું
હવે તો સાદાઇમાં ફરશું.

વિરમતી— ૨૫

પિયુ દાસી ઉદાસી રહી વિરહી વામા
ગયા તરછોડી મુકી અપવચ શ્યામા—પિયુ.
આપ વિયોગે નવ રહેવાયે
દિન એક વરસ સમ જાયે
આવો ન તલસાવો બામા—પિયુ.
ક્યાં મુને મળસે પ્રિતમ મારા
શોધુ ગિરિ તરૂવણ છો નેત્રના તારા
દરસન દીયો ને છે રહી રામા—પિયુ.

સાખી—દુષ્ટે દગો દીધો ઘણો પ્રપંચ રચી આવાર,
સહાય કરજો સામળા છો સત્યના તારણ—પિયુ.
આવું છું હું પણ ખરી મેળવવા મમનાથ,
રક્ષા કરવાને હવે નહિ કોઇનો સાથ
દીનદયાળુ પુરણ કામા—પિયુ.

સાખી—ભલે તજુ મમ દેહને પણ ન તજીશ હું આપને,
અખંડ જોડી રાખો વિભુ કષ્ટો હમારા કાપજો-
પિયુ દાસી ઉદાસી રહી—

વિરમતી— ૨૬

નીકલ જા તું અહિંથી તું દુર થા
સતીને સંતાપી ન સારૂ જડે પાપી
ભલે તોડર આપી શીસે શીશ મુજ કાપી

મહાસાગરનું જળ તું કેમ લે છે માપી—નીકલ જા.
છેવટનું કહ્યું તું માન તજી દે ન કર ગુમાન
નારીસીંહ મુચ્છ જાણી તેને લેતાં જાશે પ્રાણ
સમજી હજી ન કૂર તું થા—નીકલ જા.

અમર— ૨૭

હાય જમાનો આવ્યો ભારી—હાય.
સત્યજનોની કરી ખુવારી—હાય.
પિતા પુત્રની તજી સગાઇ કોણ ભગની કોના ભાઇ
પતિ તજી કીધી અન્યથી યારી—હાય.

સાખી—રાજ્ય તજ્યું મેં મારૂં કીધો જંગલ વાસ,
અપર માતાએ કર્યો સર્વે સુખનો નાસ.
મિત્ર વિના હું થયો લાચારી
બચવાની નથી હવે કંઇ બારી
સરણાગતને વિભુ લેજે ઉગારી—હાય.

અમર— ૨૮

મિત્ર તમ વિણ દુઃખીઓ હું ભારી
મુને બનાવ્યો અતિ આભારી—મિત્ર.
વચનો તમારા ધીરવીર ન્યારા
આજે સંભારી વાગે પ્રેમ કટારી—મિત્ર.
હવે કયાં જાવો પ્રેમજ અરપી
જળ વિણ મચ્છ રહે જેમ તલપી
તેવી ગતિ પણ થઇ છે મારી—મિત્ર.

સાખી—માતા નહિ પીતા નહિ બંધુ નહિ ભગિની નહિ
જે પ્રેમીજનને પ્રેમ મળતા
અવર કોઇ સગપણ નહિ
ખરે તે જણાવ્યું કરીને યારી.

મોહીની— ૨૯

મોહીની મુરત તોરી વારી વારી જાઉં
મોહીની સુરત તોરી કૈસે બળ ખાઉં—મોહીની.
આવો પ્યારે સતાવો ન સૈયા
કહાં હું હું તુમકો પ્યારે કનૈયા
છબી તેરી મેરે ગલે લગ જાઉં—મોહીની.
તેરે બીના કાના નીંદ ન આવે
સ્વપ્ન માંહી આવી કાયકુ સતાવે
ભોજનમે તેરે બીના પ્યારે કૈસે ખાવું
મોહીની મુરત તોરી વારી વારી જાઉં.

અમર-સુરબાળા— ૩૦

સ્નેહની સલુણાં સ્યામાં
રતી દેવી રમણી રામા
ભાગ્યદેવીને આધારે—એ...એ...એ...
મુજને મળી તું ભામા
પ્રેમની કસોટી પ્રીયા
આપણી વિભુએ કરી
હમો સંતાપ તાપ

સંક[illegible] ન [illegible] [illegible]

રહેવું ધીર ધરી પામ્યા વિજય[illegible]

કૃપાળું મયાળું થા તું દયાળું

હે જગત ધણી

હમારો ઉગ્યો દીન મણી

પાપીનો ક્ષય સત્યનો વિજય।

છે ખરો હે જનો હૃદય આંહી ધીરને ધરો

રટોને રાધે શ્યામાં સ્નેહની સહુણી શ્યામાં.

**શાન્તી !  સમ્પુર્ણ ! !  શાન્તી ! ! !**

